શ્રી "રસીક"

# કેસરીઆજી તીર્થમાળા.



રચનાર,

ઝવેરી ભોગીલાલ ધોળશાજી

ટાઈટલ પેજ છાપ્યું એમ. વાડીલાલની કંપની- અમદાવાદ.

શ્રી ૧૧

# શ્રી કેસરીયાજી તીર્થમાળા.

શેઠ સારાભાઇ ડાહ્યાભાઇના કેસરીયાજીના

## સંઘનું વર્ણન.

રચનાર

**ઝવેરી ભોગીલાલ ધોળશાજી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શાહ અંબાલાલ જીવાભાઇ.**

મુ. અમદાવાદ.

અમદાવાદ—ઢાલગરવાડમાં આવેલા શ્રી 'અંબિકા વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચદે છાપી.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦.

આવૃતિ ૧ લી. પ્રત ૧૫૦૦.

અમુલ્ય.

# પ્રસ્તાવના.



સજ્જન મહાશય! શેઠ સારાભાઇ ડાહ્યાભાઇએ આ ચાલુ સાલમાં પોસ વદી તેરસના દીવસે શ્રી કેસરીઆજી તીર્થની યાત્રા કરવા સારૂ સંઘ લઇને પ્રયાણ કર્યું હતું; સંઘની અંદર આવેલા દરેક યાત્રાળુ તરફ સંઘપતિ શેઠ સારાભાઇએ જે નમ્રતા અને લઘુતા બતાવી હતી તે દેખી મને આ પુસ્તક રચવાની તથા સંઘવીજીના યશસ્વી જીવનની સ્તુતિ કરવાની ઉત્કંઠા થઇ.

શેઠ સારાભાઇએ પોતે નમ્ર અને શાન્ત હોવા સાથે સંઘને નીર્વીઘ્ને લઇ જવાના હેતુથી વખતો વખત તપસ્યા તથા પુજા સ્નાત્ર વીગેરે ક્રીયાઓ તથા સ્વામીવાત્સલ્ય અને પ્રભાવના આદિ કાર્યો પણ ઉત્સાહથી કર્યા હતા.

મોટા સમુદાયમાં રહી ગમે તેવા શાન્ત ગુણી માણસો પણ કોઇ વખતે પોતાની સ્થીરતા ખોઇ નાંખે છે, પરંતુ શેઠ સારાભાઇની બાબતમાં એમ કદી પણ બન્યુ નથી.

વળી સંઘની અંદર કેટલાક પુરતા સાધન વીના આવેલા દરેક સ્વધર્મી ભાઇઓને પોતાંનાથી બની શકે તેટલી સામગ્રી પુરી પાડી

સંતોષ આપતા હતા, અને કોઈ પણ પ્રકારની અગવડ હોય તે દૂર કરી યાત્રાળુ લોકોની સારી રીતે બરદાસ કરતા હતા.

આ ઉપરાંત શેઠ સારાભાઇ પોતાના પુજ્ય ગુરૂ મહારાજની વખતો વખત ખબર લેતા અને તેમની તરફથી થતી દરેક સુચનાઓ અને આજ્ઞાઓને વિશુદ્ધ ભાવથી અમલમાં મુકતા હતા.

અત્રેથી સંઘ ચાલ્યો તેજ દિવસથી શેઠે ગુરૂ મહારાજની સાથે પગે ચાલીને યાત્રા કરવાની પોતાની ઇચ્છા જણાવી. પરંતુ સમયના જાણ ગુરૂ મહારાજે આખા સંઘનો આધાર તેમના ઉપર હોવાથી તેમને વધારે પરિશ્રમ ન પહોંચે તેવી રીતે વર્તવાની સુચના કરી હતી.

દિવસના કોઇ પણ વખતે જ્યારે શેઠ સારાભાઇ નિવૃત્ત થઇ પોતાના પરમ પુજ્ય ગુરૂમહારાજ શ્રી વિજય નેમ સુરી પાસે જતા તે વખતે, તે ગુરૂમહારાજ આ ધર્મોપાસક સંઘપતિને સમયોચીત ઉપદેશ આપી સકળ સંઘને સુખ અને આનંદ કેમ ઉપજે તેનુ દીગદર્શન કરાવતા હતા, અને પુર્વાચાર્યોના હાથ નીચે નીકળેલા ઘણા સંઘપતિઓના દ્રષ્ટાંતો વિગેરે આપી તેમના મનને દ્રઢ કરતા હતા.

આ સંઘની અંદર શેઠ સારાભાઇની જેમ દેવ ગુરૂની ભક્તિના રાગી મહાશય શેઠ ચુનીલાલ ભગુભાઇ પણ સાથે હતા કે જેમણે આખે રસ્તે ગામોગામ સાધુઓ તથા સાધ્વીઓની ભક્તિ પોતાથી બની શકે તેટલી ઉત્તમ રીતે બજાવી હતી, કે જેનું સ્મરણ કરતા આ સ્થળે મને તેમનું ધર્મનિષ્ટ નામ ટાંકવાની ઉત્કંઠા થઇ.

વળી પરમ પવિત્ર પુજ્યપાદ શ્રીમન્મુનિ મહારાજ શ્રી વિજય નેમ સુરીજી, નભમંડળમાં પ્રકાશતા સૂર્યની જેમ સંઘની અંદર શોભતા હતા. સૂર્યનું તેજ દીવાંધ ધુવડ શીવાય જગતના સર્વ પ્રાણી-ઓને અનુકુળ અને આનંદદાતા હોય છે તેવીજ રીતે આ પુજ્ય મુનિ-શ્વર દુરાગ્રહી અને દુર્જનો શિવાય દરેક જણુને વંદનીય અને આનંદ-દાતા જણાતા હતા.

આ પ્રમાણે સંઘ સહીત નિર્વાધ્ને યાત્રા કરી ફાગણ વદ ૬, ના દીવસે બડી ધામધુમથી શહેરમાં પ્રવેશ કર્યો હતો કે જે સમયનું વર્ણન કરતા મારી મતિ જરા પણ ચાલી શકે તેમ નથી.

આ વખતે દરેક જણુને ઘણોજ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો અને ઘણા ભારે આડંબરથી શેઠને શહેરમાં પ્રવેશ કરાવ્યો હતો.

ધર્મ બંધુઓ જ્ઞાન એ આ સંસાર સાગરમાં જીવને ન્હાવ સ-માન સહાયક છે માટે તેની અવજ્ઞા ન થાય તેટલા માટે આ અગર બીજુ કોઇ પણ પુસ્તક રખડતુ મુકી આશાતના કરવી નહી અસ્તુ !

લી. કર્તા.

## પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમસૂરીશ્વરજીનું

# ટુંક જીવનવૃતાંત.



આ મહાપુરૂષનો જન્મ કાઠીઆવાડમાં આવેલા પ્રસિદ્ધ મહુવા નામે ગામમાં થયો હતો. મહુવાની ભૂમી ઉત્તમ વિદ્વાનોની ઉત્પતિ માટે અભિમાન ધરાવે છે, કેમકે ત્યાંના નિવાસી ઘણાક પ્રસિદ્ધ વક્તાઓ અને લેખકોનાં નામો વારંવાર સાંભળવામાં આવ્યા છે.

આ પુજય મુનીશ્વરની પણ વકતૃત્વ કળા અને ઉપદેશ છટા એટલી બધી તો રસીક અને અસરકારક છે કે જે સાંભળતાં પાષાણ પણ પાણીરૂપ થઇ જાય તો પછી કોમળ દિલના માનવીઓ તેમની અમૃત વાણીથી પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકે તેમાં તો કહેવાનુંજ શું.

તેમના ચારિત્રની ઉત્તમતા અને દૃઢતા અવર્ણનીય છે. બાર વર્ષની નાની વયમાંથી પોતે ચારિત્ર લઇ અદ્યાપી સુધી નીરાબાધ નીષ્કલંક પાળ્યું છે, અને હજુ પણ તેવીજ રીતે નિર્મળતાથી તેનું પાલન કરે છે.

તેમના અખંડ બાળ બ્રહ્મચારીપણાનો પ્રતાપ એટલો બધો તો પ્રચંડ છે કે, શાસન દ્રોહી લુચ્ચડો તેમની પાછળ ભલે ચીચીઆરીઓ કરે, પરંતુ તેમની સામે તો દૃષ્ટિ સરખી પણ કરી શકે તેમ નથી.

બ્રહ્મચર્યની શ્રેષ્ઠતા અને પવિત્રતાનો પ્રતાપ એટલો બધો તો પ્રભાવશાળી છે કે, દરેક દર્શનવાળાઓ વગર આનાકાનીએ તેનો એકાંત સ્વીકાર કરે છે, તો તેની છત્ર છાયામાં રહેનાર માણસ આ લોકમાં ઉજ્વલ યશ અને પરલોકમાં આત્મકલ્યાણની પ્રાપ્તિ કરે તેમાં આશ્ચર્ય જેવું નથી.

વળી આ પુજ્ય મુનીશ્વરે કાઠીઆવાડ, ગુજરાત, મારવાડ, મેવાડ, માળવા વીગેરે ઘણા દેશોમાં ગામેગામ વીચરી પોતાની ઉપદેશ છટાથી જનસમુદાયના મન એટલા બધા તો હરી લીધા છે કે, શાસન દ્વેષી અને કદાગ્રહીજનો શીવાય દરેક જણ પોતાના ખરા અંતઃકરણથી તેમનું યશોગાન હમેશાં ગાયા કરે છે.

આખા સાધુ સમુદાયમાં અત્યારે શાસનદ્રોહી કંટકોને નીર્મુળ કરવાની ખરી હીમત, જો કોઇ પણ સાધુ મુનિરાજે ધરાવી હોય તો તે આજ શ્રીમદ્‌વિજય નેમીસૂરીશ્વરજીજ છે, અને તેને લઇને તેવા ધર્મદ્રોહીઓ અને તેના લાગતા વળગતાઓએ એક સાધારણ વ્યકિતને પણ ન ઘટે તેવા તુચ્છ આક્ષેપો તેમની ઉપર ઘણી વખત કર્યા છે; પરંતુ જેમ સૂર્યનો ઉદય થતાં નીશાચર ઘુવડીઆ ઉડી જાય તેવીજ રીતે આ મુનીશ્વર તરફથી સુત્ર સિદ્ધાંતનો ખરેખરો ખુલાસો થતાં, અને સત્યા સત્યનો પ્રકાશ પડતા, અત્યારે એક પણ ધર્મદ્રોહી જાહેરમાં દેખવામાં આવતો નથી.

સમાજના અગર શાસનના નેત્તા પુરૂષોને ઘણી વખતે તુચ્છ લોકો તરફથી અણઘટતી મુસ્કેલીઓ ભોગવવી પડે છે, તથાપી તેની ઉન્નતિ એજ જેનું સાધ્ય બીંદુ છે એવા અગ્રગણ્ય પુરૂષો તેવા દુર્વીનીત મનુષ્યો તરફ જરા પણ લક્ષ આપતાજ નથી.

અત્યારે આ મહાપુરૂષ મેવાડની મનોહર ભૂમી ઉપર વિચરે છે, કે જ્યાં આગળ શ્રોતાઓ ઘણી મોટી સંખ્યામાં ભેગા મળી તેમના ઉપદેશા મૃતનું પાન કરી આનંદ પામે છે, અને અન્યદર્શનવાળાઓ પણ તેમની વાણીનું રહસ્ય વીચારતા થકા છક થઇ જાય છે.

શેઠ સારાભાઇની નમ્ર અને આગ્રહી વિનંતીનો સ્વીકાર કરી પોતે સંઘમાં પધાર્યા હતા, અને તેવીજ રીતે પાછા વળતી વખતે પણ શેઠ સારાભાઇએ તો પ્રથમની માફક આ તરફજ વિહાર કરવા માટે ઘણીજ વીનંતિ કરી હતી, પરંતુ આપણા ગુજરાત નિવાસી શ્રાવકો કરતા મેવાડ અને મારવાડના શ્રાવકો ઘણે દરજજે ચઢીઆતા હોય છે એમ કહ્યા વિના ચાલશે નહિ; કેમકે ઉદયપુરના શ્રાવકો એક મોટા જથામાં ધુલેવાજી આવી પહોંચ્યા, અને પુજ્યશ્રીને કોઈ પણ પ્રકારે પોતાના નગરમાં લઇ જવાનો નિશ્ચય કરી બેઠા.

ઘણીએ ખેંચાખેંચ થઇ પરંતુ અંતે તે લોકોના ઠરાવ મુજબ મહારાજ સાહેબને તેમનીજ સાથે ઉદયપુર જવાનું નક્કી થયું; ગુરૂ મહારજનું તે તરફ જવાનું નક્કી થતાં શેઠ સારાભાઈનું દીલ ઘણુંજ નારાજ થયુ હતું, પરંતુ બન્ને તરફનો એક સરખોજ આગ્રહ હોવાથી છેવટે સારાભાઇને પોતાનો આગ્રહ છોડી દેવો પડયો હતો; હાલ તેઓ સાહેબ તેમના શીષ્ય સમુદાય સહીત તે તરફજ વીચરે છે. અસ્તુ!

લી. કર્તા.



परमपूज्य विद्वद्रत्नशिरोमणि आचार्यमहाराज



# श्री विजयनेमि सूरीश्वरजी महाराज.

L. VADILAL & CO., AHMEDABAD.

श्री ११

ॐ श्री संखेश्वर पार्श्वनाथाय नमः

## મંગલાચરણ.

---

### દોહરા.

શ્રી સંખેશ્વર જીનપતિ, વીઘન વીકટ હરનાર,
નામ સ્મરણુ કરી આપનુ, તીર્થમાળ રચુ સાર. ૧
વિપદ્ ટળે સંપતિ મળે, દૂરીત દૂર પલાય,
એહવો મહીમા આપનો, કરજો મુજને સહાય. ૨
પ્રભુ તુજ પદ કજ વાસીની, બ્રહ્મ સુતા જયકાર,
એ મુજને સહાયક થઈ, આપે વાણી ઉદાર. ૩
કાર્ય આદર્યું હોંશથી, કરૂણાળુ કીરતાર,
તે સહેજે પુરણુ હુવે, જીનવર જગદાધાર. ૪
શ્રી કેસરીઆ સંઘનો, સંક્ષેપે અધિકાર,
'રસીક' જનોના આગ્રહે, મેં વીરચ્યો સુખકાર. ૫

---

### ઢાળ ૧ લી.

જીરે મારે જાગ્યો કુંવર જામ—એ દેશી.

જીરે મારે જંબુદ્વીપ મોઝાર, દક્ષિણુ ભરતે દીપતો જીરેજી,
જીરે મહારે ગુર્જર દેશ ઉદાર, નભ મંડળને જીપતો જીરેજી. ૧

જીરે મ્હારે રાજનગર તીહાં મુખ્ય, પાટનગર રળીઆમણું જી.
જીરે મ્હારે શ્રેષ્ઠી વખત ખુશાલ, તસ સુત નામ અનુપતણું જી. ૨
જીરે મ્હારે સ્વજન કુટુંબ પરિવાર, વડ વીસ્તાર વીષે કહુ જી.
જીરે મ્હારે ડાહ્યાભાઇ છે નામ, તસ ગૃહીણી કુખે લહુ જી. ૩
જીરે મ્હારે ઉપન્યો બાળ સુજાણ, રાગી દેવ ગુરૂ પ્રતિ જી.
જીરે મ્હારે સારાભાઇ અભિધાન, નમ્ર સ્વભાવ ધરે અતિ જી. ૪
જીરે મ્હારે ધન મદ ન ધરે જેહ, મીષ્ટ વચન બોલે બધે જી.
જીરે મ્હારે એહ કહ્યા ગુણ ખાસ, અવગુણ વદતાં શું વધે જી. ૫
જીરે મ્હારે નીત્ય કરે ગુરૂસંગ, સંયમધર મુનિ ગુણ નીલા જી.
જીરે મ્હારે વિજય નેમ સૂરીરાજ, તસ ઉપદેશ વીષે હલ્યા જી. ૬
જીરે મ્હારે નીત્ય નીત્ય નવલો બોધ, દાન શીયળ તપ ભાવનો જી.
જીરે મ્હારે એહ છે એકજ સાર, મનુઅ જન્મરૂપ લ્હાવનો જી. ૭
જીરે મ્હારે સર્વમાં પહેલુ દાન, મુખ્ય ધર્મ જીનવર વદ્યા જી.
જીરે મ્હારે દાની કરણ પ્રધાન, બીજા પણ પાઠે ચઢયા જી. ૮
જીરે મ્હારે જનમ્યા જગમાં જેહ, પીંડ આપનો પોષવા જી.
જીરે મ્હારે જન્મ અકારથ તાસ, દાઝ નહી પર તોષવા જી. ૯
જીરે મ્હારે એમ નીત્ય ગોષ્ઠી થાય, ધર્મ કાર્ય કરવા ભણી જી.
જીરે મ્હારે એક દીન કીધી શેઠ, યાત્રા કેસરીઆ તણી જી. ૧૦
જીરે મ્હારે આવી કહે ગુરૂપાસ, ઠાઠ 'રસીક' આસ્થા ઘણી જી.
જીરે મ્હારે સંઘ સહીત કરૂં યાત્ર, પણ ખામી છે દ્રવ્યની જી. ૧૧

---

## દોહરા.

ગંભીર વચને ગુરૂ કહે, રાખો ભાવ ઉલ્લાસ,
નિશ્ચય તે પૂરણ થશે, થાશો નહિ નીરાશ. ૧
તપ જપ દેવ ગુરૂ તણી, ભક્તિ કરો ધરી ભાવ,
તાસ પસાયે સહજમાં, સફળ થાય સહુ દાવ. ૨
ધર્મ ક્રિયા સુખદાયીની, ઇચ્છિત ફળ દાતાર,
કલ્પવેલી સમ પૂરવે, સુરપદ શિવપદ સાર. ૩

---

## ઢાળ ૨ જી.

યાત્રા નવાણુ કરીએ સલુણા. એ દેશી.

ગુરૂવાણી દૃઢ ભાવથીરે, સદ્દહી ચિત્તમા શેઠ સલુણા સંઘવી
અનુક્રમે પૂન્ય ઉદય થયોરે, દૈવે દીધી ભેટ—સલુણા સંઘવી. ૧
કુપ રેંટ પેરે કર્મનીરે, ચલીત ગતિ બદલાય—સલુણા સંઘવી.
મનમાની સંપદ્ મળીરે, તવ ઉલટ દીલ લાય—સલુણા સંઘવી. ૨
સ્વજન સબંધી નોતરીરે, પ્રગટ કર્યો ઉત્સાહ—સલુણા સંઘવી.
તીલક કરી આજ્ઞા લઇરે, ઢેલ નખાવી ચાહ—સલુણા સંઘવી. ૩
સામગ્રી સજી સ્નેહથીરે, અધિક અધિક ધરી ભાવ. સલુણા સંઘવી.
ડેરા તંબુ આણીઆરે, ભવ્ય ભૂવન દેખાવ—સલુણા સંઘવી. ૪
એમ ભેળુ કરી ચાલીઓરે, ઓગણીસ છોતેરસાલ—સલુણા સંઘવી
પોષ કૃષ્ન એકાદશીરે, સંઘ 'રસીક' દઈ તાલ—સલુણા સંઘવી. ૫

---

## દોહરા

સંઘ પ્રયાણ વીષે ભલી, ઘર ઘર વાતો થાય,
કૌતકીઆ જન સાંભળી, મનમાં બહુ હરખાય. ૧

---

## ઢાળ ૩ જી.

રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે—એ દેશી.

કેસરીઆ નાથની જે બોલોરે, ભાવે ભજીએ વૃષભ જીન ભોળો
કેસરીઆ.

મેવાડ મનોહર દેશરે, તીહાં નયર ધુલેવા બેશરે,
જ્યાં વસીઆ કેસરીઆ જીનેશ— કેસરીઆ. ૧

પ્રભુ મહીમા મહીયલ ગાજેરે, ઠકુરાઇ અનુપમ છાજેરે,
પુર ઠાઠમાં નાથ બીરાજે— કેસરીઆ. ૨

તીહાં વરણ અઢારે આવેરે, પ્રભુ આગળ ભાવના ભાવેરે,
નીત્ય કેશર પૂજા ચઢાવે— કેસરીઆ. ૩

જેથી કેસરીઓ કહેવાયરે, તીહાં ભીલને ટંટો થાયરે,
પ્રભુ આગળ પતવે ન્યાય— કેસરીઆ. ૪

એમ અદ્ભૂત પરછા પૂરેરે, દુઃખ દોહગ ટાળે દૂરેરે,
જેથી જઇએ નાથ હજુરે— કેસરીઆ. ૫

શેઠ વંશજ સારાભાઈરે, દીલમાં બહુ ઉલટ લાઈરે,
કરી સુંદર સર્વ સજાઈ— કેસરીઆ. ૬
આજ સંઘ લઈને જાયરે, મને હોંશ જવાની થાયરે,
મહારા મનમા હરખ ઉભરાય— કેસરીઆ. ૭
સજો સામગ્રી તમે સ્વામીરે, હુંતો પૂરણ પુન્યે પામીરે,
રખે રાખતા કીંચીત ખામી— કેસરીઆ. ૮
એમ ઘર ઘર વાતો ચાલેરે, ઓગણીસસે છોતેર સાલેરે,
ચાલ્યો સંઘ 'રસીક' મન મહાલે— કેસરીઆ. ૯

---

## દોહરા.

પ્રહમાં સૂર્યોદય થતા, ગાજ્યાં મંગળ તૂર,
શુભ શુકને સહુ સજ થઈ, કર્યું પ્રયાણ સનૂર. ૧
વરઘોડો જોડો નહી, એવો ઉત્તમ ઠાઠ,
સાજન મહાજન શેઠીઆ, ચાલ્યા ચોટા વાટ. ૨
મુનિ મંડળ ગુરૂ સહચલે, નભમાં ગૃહ સહ સૂર,
સંઘપતિ રાજેશ્વરી, ચાલ્યો નાથ હજુર. ૩
રજવાડા જેવો થયો, સંઘ તણો વીસ્તાર,
ગાડા ગાડી ઘોડલા, સાથે ચોકીદાર. ૪
બંદુક ભાલા કામડા, બીજા બહુ હથીઆર,
રક્ષણ કરવા સંઘનું, પણ નહી વધક વીચાર. ૫

---

## ઢાળ ૪ થી.

આદી તે અરીહંત અમ ઘેર આવોરે—એ દેશી.

ઉદય થયો રવિરાજ ઓ સાહેલીરે,
આ સાંભળ મધુર અવાજ, મોહનવેલીરે. ૧
રતનપોળથી હાલ, ઓ સાહેલીરે.
ગયો માણેકચોક વીચાલ, મોહનવેલીરે. ૨
વરઘોડાની ધમાલ, ઓ સાહેલીરે,
બહુ જોયા જેવો તાલ, મોહનવેલીરે. ૩
સંઘ ભલો દેખાવ, ઓ સાહેલીરે,
નહિ ફેર મળે આ દાવ, મોહનવેલીરે. ૪
સંઘપતિ પરિવાર, ઓ સાહેલીરે,
શોભે સુંદર દેદાર, મોહનવેલીરે. ૫
જોવા હોય વિચાર, ઓ સાહેલીરે;
તો થા ઝટપટ તૈયાર, મોહનવેલીરે. ૬
કરે પરસ્પર વાત, સહુ સાહેલીરે,
જન 'રસીક' થયા રળીઆત, મોહનવેલીરે. ૭

---

## દોહરા.

સામૈયુ જોવા મળ્યા, એમ ઘણા નરનાર,
જેના મનમાં જે હુવે, પ્રગટ કરે વિચાર. ૧

ધન્ય કમાઇ એહની, ધન્ય એહની માત,
જેણે જન્મ ભલો દીયો, ધન્ય કહે કોઈ તાત. ૨

ધન્ય પ્રીયા સુત એહના, ધન્ય સકળ પરિવાર,
ભોળા જન ભડભડ કરે, હરખીત થઇ હદપાર. ૩

કર માંહે શ્રીફળ ધર્યું, કંઠ દીશે પુલમાળ,
તીલક લલાટ વીષે કર્યું, સંઘપતિ એ ભાળ. ૪

સંઘપતિના દોય સુત, બન્યો સારથી એક,
રથ હાંકે પ્રભુજી તણો, બીજો રથમાં દેખ. ૫

હઠીશંઘની વાડીએ, વરઘોડો વીખરાય,
શેઠ બીરાજ્યા તંબુમાં, ત્યાં પણ લોક ભરાય. ૬

સગા સબંધી સ્નેહીઓ, ભાવે ધરતાભેટ,
એમ દીવસ પૂરણ થયો, આનંદ પામ્યા શેઠ. ૭

---

## ઢાળ ૫ મી.

સારૂ સારૂરે સુરત શહેર મુંબાઈ અલબેલી—એ દેશી.

સખી જો આ સંઘવી માત, કેવા શોભે છે,
લઇ સ્વજન કુટુંબ વિખ્યાત, જન મન લોભે છે.
ઉજળીબાઈ છે નામ એમનુ, પાસે સુત વધુ નામરે,
લક્ષ્મી તે નીજ બાળક સાથે, બેઠી લઈ વિશ્રામ--કેવા શો. ૧

પ્રથમ પુત્રી છે મૃગાવતીને, રમણ ચીનુ દોય સુતરે,
કળા નામની ચોથી પુત્રી, છેલ્લો છે આ પુત્ર—કેવા શોભેછે. ૨
અંબાલાલ છે નામએહનું, દો પુત્રી ત્રણ બાળરે,
સંઘપતિના એ સંતાનો, સજની સર્વનીહાળ—કેવા શોભેછે. ૩
આમ દેખતું પાસેબેઠા, સમરથ મોટા બહેનરે,
માણેકબહેન રતન એ ત્રણજણુ, બોલે મીઠાવેણુ—-કેવા શોભેછે. ૪
નીજ પરિવારે સહુપરવારી, પુત્ર પુત્રી લઈ સાથરે,
આજ સંઘમાં સાથેજાશે, નમવા તીરથનાથ—કેવા શોભેછે. ૫
સમરથ બહેન નામ છે સાચુ, સર્વ કાર્યમાં દક્ષરે,
સકળ સંઘના માનવીઓના, મનજીત્યા પ્રત્યક્ષ—કેવા શોભેછે. ૬
સરળ વચન લઘુતાપણુ તેહવી, આનંદ અરપે આપરે,
રસીક, જનોને રીઝ પડીતે, મોટા બહેન પ્રતાપ—કેવા શોભેછે ૭

---

## દોહરા.

પોસ વદી તેરસ દીને, ઉપડયો સંઘ મુકામ,
પ્રથમ પડાવ ઠરાવીને, આવ્યા ખોરજ ગામ. ૧
અન્યમતિ શ્રેષ્ઠી વડો, નામે મંગળદાસ,
સ્નેહી સારાભાઈને, કરે પ્રેરણા ખાસ. ૨
સંઘ ચલાવો રંગથી, ખરચો દ્રવ્ય ઉદાર,
પાછી પાની મત કરો, દાયક પ્રભુ દાતાર. ૩

તે મંગળ ગીરધર તણું, સ્વામી વાત્સલ્ય થાય,
૨
દ્વિતીય મુકામે સેરીસા, સંઘ સહીત સહુ આય. ૪
પ્રાચિન એ તીરથતણો, કરવા જીર્ણોદ્ધાર,
શેઠે દીધા રૂપીઆ, પંચોતેર હજાર. ૫
સંઘપતિ શ્વસુરે કર્યું, જમણ સંઘનું ત્યાંય,
૩
ત્રીજો પાનસરે થયો, સંઘ મુકામ સુહાય. ૬
વીર પ્રભુ ભેટી કરી, પુજા નવાણુ પ્રકાર,
સંઘ જમણ પણ શેઠનું, વર્ત્યો જય જયકાર. ૭

---

## ઢાળ ૬ ઠી.

સંવત એક અઠલંતરેરે—એદેશી.

૪
ચોથે દી સંઘ ચાલીઓરે, ડાંગરવા મુકામ,
સંઘ જમણ ગામે કર્યુંરે, પ્રગટ કરીનીજ હામ ઓસજની—
રીઝ ભડીએ સંઘમાંરે, સજ્જન હર્ષ તરંગમાંરે,
દીન દીન વધતા જાય.— ૧
૫
ત્યાંથી જગુદન આવીઆરે, એક દીવસ રહી ત્યાંય,
૬
મેસાણા આવી ચઠયારે, છઠ્ઠો મુકામ ગણાય. ઓ,
સજની—રીઝ. ૨

તીંહા શ્રાવકના આગ્રહેરે, બે દીન વધુ રહેવાય,
સંઘ જમણુ નીત્ય નીત્ય હુવેરે, જ્યાં લગી તીરથ આયઓ;
સજની—રીઝ. ૩

સપ્તમ વીસનગરે[૭] થયોરે, ત્યાં પણ ત્રણ દીનથાય,
મહાજન જન ભેગા મળીરે, ભક્તિ કરે લય લાયઓ;
સજની—રીઝ. ૪

પ્રાચિન આણંદપૂરમાંરે, જે વડનગર[૮] કહાય,
તીહાં શ્રાવક હોંશે કરેરે, સંઘ જમણુ સુખદાયઓ;
સજની—રીઝ. ૫

શ્રીપોર[૯] ખેરાળુ[૧૦] થઇરે, ગામ ડભોડા[૧૧] જાય,
સ્વામી વાત્સલ્ય તેહનારે, પંચ તરફથી અપાયઓ,
સજની—રીઝ. ૬

તીરથ તારંગા[૧૨] તણોરે. ટીંબે મુકામ ઉદાર,
બાર પડાવે આવીઆરે, 'રસીક, તીર્થ જયકારઓ,
સજની—રીઝ. ૭

---

## દોહરા.

સંઘ પડાવ થયા પછી, લોક ચઢયા ગિરિરાજ.
મનહર મંદીરમાં જઈ, ભેટયા શ્રી જીનરાજ. ૧
સુંદર દેવ વિમાન જયુ, અનુપમ જીનપ્રાસાદ,
વર્ણવતા સુરગુરૂ તણો, ઉતરી જાયેનાદ. ૨
ભવ્ય ભૂવન અદભૂત છટા, નીરખે તૃપ્તિનથાય,
જેમ ચકોરી ચંદ્રને, દેખત નહિ ધરાય. ૩
સંઘપતિ ગુરૂસાથમાં, સ્તવન કરે જગદીશ,
બીજા પણ બહુ ભાવીઆ, ભાવે ભજત મુનીશ. ૪
પ્રૌઢ પ્રતાપી પવિત્ર છો, પુરૂષોત્તમ ભગવાન.
સિંહાસનપર શોભતા. અજીત જીણંદ પ્રધાન. ૫

---

## ઢાળ ૭ મી.

વીર કુમરની વાતડી કેને કહીએ—એ દેશી.

શાસન નાયકતું પ્રભુ અમે ભજીએ,
હાંરે અમે ભજીએરે અમે ભજીએ. હાંરે પ્રભુ આપ કૃપાએસજીએ
હાંરે શિવપૂર શણગાર— શાસન. ૧
તારંગા શુભ તીર્થના તમે સ્વામી, હાંરેપ્રભુ અજીત અજીતગુણ ધામી.
હાંરે જગજીવન અંતરજામી, હાંરે કરો અરજસ્વીકાર–શાસન. ૨

દોષ અઢારે ક્ષય કરી જીનરાયા, હાંરે પરમાતમ પદવીપાયા,
હાંરે શિવશંકર બ્રહ્મકહાયા, હાંરેજગ પાલકનાથ—શાસન. ૩
એમ ઘણા ગુણ આપના અરિહંતા, હાંરે કહેતા નહિ પારલહંતા,
હાંરે ચૌદરાજ શીરે ભગવંતા, હાંરે રહો આનંદપૂર—શાસન. ૪
ભવરણ ભમતાં આપને પ્રભુ મળીઆ, હાંરે એહીજ મન
વાંછીત ફળીઆ,
હાંરે હવે થાશું અમે બહુ બળીઆ, હાંરે રહેવા તુમ પાસ—
શાસન. ૫.
આવ્યા હજુરે નાથજી અમે દેખો, હાંરે નીજ સેવકને ન ઉવેખો.
હાંરે પ્રભુદેવ દયાધરી પેખો, હાંરે કરૂણા ભંડાર—શાસન. ૬
સંઘપતિ ગુરૂ સાથ એમ વદંતા, હાંરે વીતરાગની સ્તવના કરતાં,
હાંરે ગિરિ પરથી 'રસીક' ઉતરતા, હાંરે આવ્યાનીજ ધામ—
શાસન—૭

---

## દોહરા.

પડાવ કીધો તેરમો, [૧૩] ઉદ્દડી ગામ ઉદાર,
સંઘ જમણ ગામે કર્યું, આણી ભાવ અપાર. ૧

[૧૪] ઝીંચોડ ગામે આવીઆ, ત્યાં રહે શ્રાવકએક,
અવર ગામ સાથે મળી, ભક્તિ કરે ધરી ટેક. ૨

પડાવ પંદરમો કર્યો, ઈડર[૧૫] નામે ગામ,
તીન દીવસ રહી ત્યાં કર્યા, કંઈક જરૂરના કામ. ૩
સંઘપતિની બહેનના, દોદીન જમણુ અપાય,
સંઘ તથા નોકારશી, તૃતીય ગામનું થાય. ૪
ગાઢા ઈડર ગઢ પરે, મનહર જીન પ્રાસાદ,
તે પર ધ્વજદંડ સ્થાપીઓ, શેઠ ધરી આલ્હાદ. ૫
વીસ સ્થાનક પૂજા ભણ્યા, મન વાંછીત સુખદાય,
હેઠળ આવીને ગયા, **રાજ્યઘડીની** માંહ્ય. ૬
માન પાન વળી ભેટણા, કરે પરસ્પર ત્યાંય,
વળતે દીન સહુ ઉપડી, તીર્થ પોષીના[૧૬] જાય. ૭

---

## ઢાળ ૮ મો.

સાંભળરે તું સજની મ્હારી—એ દેશી.

પોષીને પ્રભુ પાસ્સભેટી, ઉપડયા ગામ ભીલોડે[૧૭]જીરે,
વળતે દીન મુકામ ઉડાવી, આવ્યા સર્વ ચીથોડે[૧૮]—
સુખભર વસીએજીરે.
એક સમય ગુણવાન, ચિત્ત ઉલ્લસીએજીરે. ૧

[૧૯]ત્યાંથી પાલ મુકામે આવ્યા, સંઘ જમ્યો તે ઠામજીરે.
દીવ્ય મંદીરે દર્શ કરીને, ચાલ્યા [૨૦]કણુભઈ ગામ—સુખભર. ૨
નેળ પાલની વીકટ સાંકડી, જીમ તીમ કરીને વટાવીજીરે,
સાંજ થતાં સહુ સંઘની ટોળી, મુકરર ઠામે આવી—સુખભર ૩
ત્યાંથી ઉપડીને સહુ આવ્યા, [૨૧]છાની કીધ પડાવજીરે,
[૨૨]લાંપકુવા પછી અંતિમ કીધો, તીરથ ભવજળન્હાવ–સુખભ ર૪
ગામે ગામ મુકામો કરતાં, દેતાં દાન ઉમંગેજીરે,
સંઘ જમણ જીનવરના દર્શન, સંઘપતિ મનરંગે--સુખભર. ૫
ગાન તાનને સંગીત રચના, રીઝ પડે નીત્ય ભારીજીરે,
એમ હર્ષભર ગમત કરતાં, સહુ સજ્જન નરનારી-સુખભર, ૬
સંઘ બધો નીર્વિઘ્ને આવ્યો, સુદર નયર [૨૩]ધુલેવજીરે,
' રસીક, જનોએ ભાવે ભેટયા, કેસરીઆ જીનદેવ--સુખભર ૭

---

## દોહરા.

સોહે અમર વિમાન જયુ, જીન મંદીર જયકાર,
મધ્ય ભાગ મંડપ વીપે, બેઠા જગદાધાર. ૧
ગુરૂ મહારાજની સાથમાં, સંઘપતિ આવ્યાતામ,
પ્રથમ જીણુંદ સ્તુતિ કરે, કરજોડી શીર નામ. ૨

સકળ લોક તીહાં સાંભળે, જીનવર સ્તવન ઉદાર,
જેથી ભવ ભય નીસ્તરે, આનંદ હોયઅપાર. ૩

---

## ઢાળ ૯ મી.

જગપતિ નાયક નેમી જીણંદ--એ દેશી.

જીનપતિ કેસરીઆ મહારાજ, સુરપતિના પતિ સાંભળો,
,, તું જગ જન શીરતાજ, ક્ષણ એક એકાંતે મળો. ૧
,, તો કહું મનનીવાત, ભવ ભય કેરી વીટંબના,
,, હું પામ્યો બહુવાર, એસહુ આપ શરણ વિના. ૨
,, આશ્રયદાતા આપ, સેવકને શરણું દીયો,
,, દર્શન શીવ સુખમૂળ, અલ્પ આપી યશ અતિ
લીયો. ૩
,, મીથ્યાત્તમ દુઃખદાય, મોહ્યા જગ જન એહમાં,
,, હું પામુ ભયત્રાસ, કયાંક ફસાઉ તેહમાં. ૪
,, એ વીષ હરવા કાજ, સમકીતમંત્ર સોહામણો,
,, અવર ન માગુ કાંય, હું યાચક દર્શનતણો, ૫
,, દર્શન અમીરસ તુલ્ય, ભોજન સમ ભૂખ્યા પ્રતિ,
,, તરસ્યાને જળજેમ, શ્રમિત ભણી વાહનગતિ. ૬
,, એ અંતર ઉદગાર, લાજ તજીને અમે કહ્યા,
,, નીશ્ચય કરશો મહેર, 'રસીક' આશ ધરતા રહ્યા. ૭

---

## દોહરા.

ભાવ સહીત જીનની કરી, સ્તવના ચિત્ત ઉલ્લાસ,
સંઘપતિ ગુરૂવર ગયા, જ્યાં નીજનીજે આવાસ. ૧
સાત દીવસ સુખભર રહી, કીધાં વીધ વીધ કામ,
પ્રથમ કરી નોકારશી, સંઘ ભક્તિ ગુણ ધામ. ૨
સ્વપર જનોના હીત ભણી, આતમ ગુણ આધાર,
શેઠે પત્નિ સહીત કર્યો, અઠ્ઠમ તપ સુખકાર. ૩
કાઢયો ઉન્નતિ કારણે, વરઘોડો બહુઠાઠ,
છેલ્લે પ્રભુ શીર સ્થાપીઆ, છત્ર ધ્વજા શુભઘાટ. ૪
શીખર પર ધ્વજ ઉડતી, ફર હરતી ભરપૂર,
સંકેતે સન્માનતી, સંઘ સ્વામીનીજ ઉર. ૫
આવા નાયક આવજો, નીત્યે નાથ હજુર,
તીરથ શોભા વાધશે, દ્રોહી ટળશે દૂર. ૬
તીર્થમાળ પણ તે દીને, શેઠ ધરી આલ્હાદ,
પત્નિ સહીત ગુરૂ આગળે, કંઠે ધરે આબાદ. ૭

---

## ઢાળ ૧૦ મી.

એમ કેઇ સિદ્ધિ વર્યા મુનિરાયા—એદેશી.

શેઠજી પહેરે તીરથમાળા, વરતે મંગળ માળારે—
ભલી તીરથમાળા.

અજબ પ્રભાવી તીરથમાળા, ધરત વરે શીવબાળારે—ભલી ૧
સકળ સુહંકર તીરથમાળા, પહેરે સંઘપતિ લાલારે—ભલી.
ચાલ તું જોવા તીરથમાળા, જાય બધા સંઘવાળારે—ભલી. ૨
ગુણવંતા ગુરૂગુણ રઢીઆળા, સંયમધર ભૂપાળારે—ભલી.
નેમ વિજયસૂરી વચનરસાળા, મંત્રે તીરથમાળારે—ભલી. ૩
સ્થાપી હરખભર એ વરમાળા, શાસ્ત્ર ક્રિયા સુવિશાળારે-ભલી.
ગુણીજન ગાયે તીરથમાળા, દુર્જનના મુખ કાળારે—ભલી. ૪
જનનીનો જાયો માળ પહેરાવે, જય જય ધ્વની તીહાં
થાવેરે—ભલી. ૫
ગુરૂશીર વાસ ઠવે શુભ ભાવે, 'રસીક, ઉમંગે વધાવેરે.
ભલી. ૫

## ગુરૂ સ્તુતિ-ગીત.

જંબુદ્વીપના ભરતમાં ખેટક નયર સુઠામ--એ દેશી.
તીરથમાળા પહેરતાં, રોમ વિકસ્વર થાય;
મનમાં ગુરૂ સ્તવના કરે, ધન્ય ધન્યુ મુનિરાય. ૧
ગૃહમાંહે દીપક સમા, નભમાંહી જેમ સૂર;
જનમાંહે જ્ઞાની ગુરૂ, આનંદ દાતા પૂર. ૨
સહાયક સંઘ ચલાવવા, નાયક મુનિ ગણુ આપ;
સાથ પધારીને કરી, મુજપર મહેર અમાપ. ૩

પાછા પૂર ભણી વળો, ઉપગારી અણુગાર;
લાવ્યા તેમ કૃપા કરી, લઈ ચાલો ઘર દ્વાર. ૪
સંઘપતિ વીનવે છતા, નવ ચાલે ઉપાય;
સંઘ ઉદયપુરનો મળી, ભાવ સહીત લઈ જાય. ૫
શેઠ નીરાશ થયા ઘણું, નયણે આવ્યું નીર;
ગુરૂ ભક્તિ હૈડે વસી, વીરહે ન રહે ધીર. ૬
આશ્વસાન આપી વદે, સમતાધર ગુરૂદેવ;
નીર્વીઘ્ને જાઓ તુમે, હું આવીશ તતખેવ;
જેમ તેમ કરી મન વાળતા, પ્રણમી ગુરૂના પાય;
પાછા શેઠ વળ્યા છતાં, દીલ વસે જઈ ત્યાંય. ૮
બ્રહ્મચારી શીર સેહરો, પંચ મહાવૃત પાળ;
વચનસિદ્ધ મુનિવર તમે, મુજને કીધો ન્યાલ. ૯
સંઘપતિ પદ મેં લહ્યો, એ તુમચો ઉપગાર;
એમ ઘણા ગુણ બોલતાં, કેમ પમાયે પાર. ૧૦
અંતિમ અરજી એક છે, ચરણ "રસીક" ગુરૂરાજ;
વહાલા વહેલા આવજો, રાજનગર મહારાજ. ૧૧

## દોહરા.

ફાગણ સુદ છઠને દીને, પૂર્ણ કરી સહુ કામ.
કેસરીઆ પ્રભુને નમી, પાછા વળ્યા તમામ. ૧
ફરતા અનુક્રમે આવીઆ, ડુંગરપુર મોઝાર,

પ્રાચિન સમય તણુા જીહાં, છે જીન મંદીર ચાર. ૨
દીન પર દીન આગળ જતાં, વસમી વાટ જણાય,
વીંછુવાડા નામની, નેળ ઉલંઘન થાય. ૩
પહાડી પ્રદેશ વટાવીને, આય ટીંટોઈ ગામ,
મહાજન મળી ભકિત કરે, સંઘ જમણુ તે ઠામ- ૪
પાસે ગામ દધેલીઆ, આણી ભાવ અપાર,
અતિ આગ્રહથી નોંતરી, ભકિત કરે ઉદાર. ૫
ગામે ગામે વીચરતા, આવ્યા સ્થળ દહેગામ,
તીહાં શ્રાવક હોંશે કરે, સંઘ ભકિત ગુણધામ- ૬
ગામ નરોડાનો થયો; અંતીમ એજ મુકામ,
શેઠ કરી નોકારશી, દીધાં યોગ્ય ઇનામ ૭

—•••—

## ઢાળ ૧૧ મી.

શ્રીરે સિદ્ધાચળ ભેટવા–એદેશી.

આજ દીવસ રળીઆમણો, આવ્યા નીજ પુરમાં
સંઘપતિ પરીવારને, આનંદ બહુ ઉરમાં. આજ ૧
ફાગણુ વદ છઠ ને દીને, પ્રહમાં શુભ વેળા,
આવી નરોડા ગામથી, થયા ગુણી જન ભેળા. આજ. ૨
સંઘપતિ જોયા ઘણા, નહી એહની તોલે,
નાની વયમાં નમ્રતા, ઘણુ મીઠું બોલે. આજ. ૩

કોપ કદી કીધો નથી, કોઇ કારણ આવે,
દીન પર બીજો કોપતા, તેહને સમજાવે. આજ. ૪
ગુણ ઘણો હું શું કહું, મન બહુ ઉભરાય,
હર્ષ ક્યાંય મહાતો નથી, કેમ ગુણ ગવાય. આજ. ૫
પ્રત્યક્ષ જોયું પારખુ, શુદ્ધ છે દીલ એનું,
નગર લોકે હોંસે કરે, સન્માનજં તેનુ. આજ. ૬
સામૈયુ શોભે ઘણું, રૂડા વાજીત્ર વાજે,
સ્થળસ્થળ લોકના મુખથકી, જય જય ધ્વની ગાજે. આજ. ૭
નયર ઘણુ શીણગારાઉં, નેજા નવરંગી,
તોરણ બાંધ્યા ઘર ઘરે, સહુ લોક ઉમંગી. આજ. ૮
શુભ શુકને શેઠે કર્યો, પુરમાંહે પ્રવેશ,
સજ્જન માન દીયે ઘણું, નહી કોઇને દ્વેષ. આજ. ૯
કોમળ મનના માનવી, નયને દરશાવે,
સમય નાહાળી હર્ષના, આંસુ વરસાવે: આજ. ૧૦
અન્યમતિ જન ભાળીઆ બહુ હર્ષીત થાવે,
કરત પ્રસંશા જૈનની, કોઇ સમકીત પાવે. આજ. ૧૧
અજ્ઞાની મુખથી વદે, કર્યું દામનું પાણી,
સજ્જન યશ ગાતાં કહે, કરી સફળ કમાણી. આજ. ૧૨
કોડી કદી ખરચે નહી કરે વાતો મોટી,
એવા લબાડની જીભડી, જાણો તદ્દન ખોટી. આજ. ૧૩
પેટ આપનું ઠારવા કરે ખરચા ભારી,
પશુ પંખી તે ઉંદર ભરે, જેમ ભમતો ભીખારી. આજ. ૧૪

પરભવ સાધન ના લહ્યુ, છતી રિદ્ધ પામી,
તૃષ્ણામાં ડુબી ગયો, કરી લોક ગુલામી. આજ. ૧૫
અનુક્રમે ઘર લગી આવીઆ, ગયા જીન ગૃહ માંહે
વીર જીણુંદ જુહારીને, આવ્યા ઉત્સાહે. આજ. ૧૬
સ્મરણ કરી નવપદ તણું ઘરમાંહે પેસે,
' રસિક ' એ સમય નીહાળતાં, આનંદ વિષેશે. આજ. ૧૭

---

## કળશ.

એહ તીર્થમાળા ગુણ વિશાળા, બાંધી વીધ વીધ ભાવથી,
સાધર્મી વાત્સલ્ય તીર્થસેવા, સાધુ ભકિત સ્વભાવથી;
શેઠે ચલાવ્યો સંઘ કીધી, ' રસીક ' રચના દાવથી,
૬ ૭ ૯ ૧
મેં ખંડ મુનિ નિધિ ચંદ વર્ષે, (૧૯૭૬) વિજય નેમ પ્રભાવથી

ઈતિ શ્રી કેસરીઆજી તીર્થમાળા સમાપ્ત.

---

## શ્રી કેસરીઆજીનો ગરબો.

વ્રત સાતમે વીરતી આદરૂ રે લોલ—એ દેશી.

બેની જોને કેસરીઓ શામળોરે લોલ,
એની શોભા અજબ મનોહારજો.

નીત્ય નવ નવા રંગમાં રાજતારે લોલ,
ભેટે ભકિતથી વરણુ અઢારજો. ૧

મન મોહક મૂર્ત્તિ નાથનીરે લોલ,
મુખ સોહે શરદ્ શશિ રૂપજો;
માથે સુંદર મુગટ જડાવનોરે લોલ,
કાને કુંડળ જોડ અનુપજો— મનમોહક. ૨

દોય હાથે બાજુબંધ દીપતારે લોલ,
ગળે રત્નો જડેલો હંસજો;
બેઉ પાસે પાખર ઝળકે ઘણીરે લોલ,
ધન્ય ધન્ય ઇક્ષ્વાકુ વંશજો— મનમોહક. ૩

માતા મારૂદેવીના નંદનીરે લોલ,
બલિહારી હું જાઉ વાર વારજો;
નૃપ નાભીના કુળદીપક ભલારે લોલ,
કર્યો કંઈક જનોનો ઉદ્ધારજો— મનમોહક. ૪

ચરણોદક પામી નાથનુંરે લોલ,
વરે ઇચ્છિત સુખ ભરપૂરજો;
કોઢ વ્યાધિ મટયો શ્રીપાળનેરે લોલ,
એવું અદ્‌ભૂત છે પ્રભુ નૂરજો— મનમોહક. ૫

પ્રભુ પ્રથમ યતિ પૃથ્વિપતિરે લોલ,
વળી પ્રથમ જીણંદ ભગવાનજો;

આજ આપણુ સહુ સાથે મળીરે લોલ,
એનું કરીએ સ્તવન એક તાન જો— મનમોહક. ૬
ભવ ભ્રમણા ટળે મુક્તિ મળેરે લોલ,
જેના મનમાં ગમે જે વાતજો;
સંસારી અમર સુખ સાશ્વતારે લોલ,
તે પામે 'રસીક' સાક્ષાતજો— મનમોહક. ૭

ઈતિ શ્રી કેસરીઆજીનો ગરબો સંપૂર્ણ.

## શ્રી કેસરીઆજીની સ્તુતિ.

પદ રાગ શ્યામ તાલ દીપચંદી.

મય વારીજાઉં કેસરિઆ મહારાજ,
કેસરિઆ મહારાજ, મય વારિજાઉં.
અલખ નિરંજન, અજર અમર વિભુ,
ત્રિભૂવન જન શીરતાજ, મય વારિ. ૧
જન મન રંજન, ભવ ભય ભંજન,
અરિ ગંજન જીનરાજ, મય વારિ. ૨
પતિત ઉદ્ધારક પુરૂષોત્તમ પ્રભુ,
સાહેબ ગરિબનીવાજ, મય વારી. ૩
મિથ્યામતિ નીજ અરથી યાચક,
પેટ ભરણને કાજ, મય વારિ. ૪

સમકીત ભ્રષ્ટ કરત મુઢ જનને,
જીહાં પ્રભુ અપનું રાજ, મય વારિ. ૫
એ અઘટિત પ્રભુ આપ નિવારો,
છે તુજ હાથે લાજ, મય વારી. ૬
ક્રોડ કળા જન કોઈ બતાવે,
દ્દઢ ચિત્ત હું તુજ દાસ. મય વારિ. ૭
પ્રાણાંતે પર દેવ ન પૂજું,
'રસીક' રટણ મુનિરાજ. મય વારિ. ૮

ઈતિ શ્રી કેસરીઆજીની સ્તુતિ.



# કોણ કમાયો !!

## ગજલ.

રળેલા દામનો જેણે, કર્યો ઉપયોગ દુનિઆમાં,
જનુની પેટ જન્મીને, કમાયો એજ દુનિઆમાં. ૧

કદી કો દાનમાં દેતા, ભલે કોઇ ભોગમાં લેતા,
ઘણુ થોડુ  ભલુ બુરૂ, કમાયો એજ દુનિઆમાં. ૨

ઉદય જો લાભનો થાવે, કૃપણ લક્ષ્મી કદી પાવે,
કરે પંપાળ બહુ ભાવે, કમાયો એજ દુનિઆમાં. ૩

ખરચવાં જીવ ના ચાલે, બીજાનું દેખી મન બાળે,
એહી દીન રાત સંભાળે, કમાયો એજ દુનિઆમાં. ૪

પછાડી છોકરો છેલો, ઉડાવે હાથ આવેલો,
અનાચારે બની ઘેલો, કમાયો એજ દુનિઆમાં. ૫

ઘસી પગ હાથ ના દીધુ, નહી ખાધુ નહી પીધુ,
કુપૂત્રે કામમાં લીધુ, કમાયો એજ દુનિઆમાં. ૬

ભલે નીજ માટ વાવરશે, બીજાનુ શું ભલું કરશે,
કરે નીંદા હૃદય હરખે, કમાયો એજ દુનિઆમાં. ૭

બીજાનો યશ સુણી કાને, ઉદર ભરનાર દુઃખ માને,
કટાણુ મોં કરી જાણે, કમાયો એજ દુનિઆમાં. ૮

ખરો નર એજ દુનિઆમાં, ધરે જર નીજ પરમાટે,
'રસીક" યશ પુન્યને પામે, કમાયો એજ દુનિઆમાં. ૯

"રસીક."